પ્રકાશન નં. : ૯

# જાદૂ અને જ્યોતિષી



સંપાદક

મૌલાના મુહમ્મદ ઇદ્રીસ મુહમ્મદયુસુફ ગુણીયા

પ્રકાશક

જામેઆહ રહમાનિયા ઇસ્લામિયા

વણાકપુર, ગોધરા, જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

મો.નં. +91- 98244 84413

Qasmi Computer, Godhra -9904121265

# જાદુ અને જયોતિષી

**સંપાદક**

(મૌલના) મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા
(ગોધરા)



**પ્રકાશક**

જામેઆહ રહમાનિયા ઈસ્લામિયા
વણાંકપુર, ગોધરા. જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

પુસ્તકનું નામ : જાદુ અને જ્યોતિષી
સંપાદક : મુહમ્મદ ઈદરીસ ગુણીયા
કમ્પોઝિંગ : કાસ્મી કોમ્પ્યુટર ગોધરા.
મો.નં.૯૯૦૪૧ ૨૧૨૬૫
પહેલી આવૃત્તિ : પ્રત ૨૦૦૦
બીજી આવૃત્તિ : પ્રત ૨૦૦૦
પ્રકાશન વર્ષ : ૨૦૧૪ ઈ.સ. /૧૪૩૫ હી.સ.

**પ્રકાશક : જામેઆહ રહમાનિયા ઈસ્લામિયા**
વણાંકપુર, ગોધરા. જિ.પંચમહાલ - ૩૮૯૦૦૧

## વિના મુલ્યે મેળવવા માટે સંપર્ક કરો

(૧) મુહમ્મદ ઈદરીસ ગુણીયા
જામેઆ કન્ઝુલ ઉલૂમ, ખાનજહાન દરવાજા,
જમાલપુર અમદાવાદ. ૩૮૦૦૦૧
મો.નં. ૭૬૯૮૩ ૬૪૬૨૧

(૨) મૌલાના ઈરફાન સા. પટેલ
મો.નં. ૯૮૨૪૩ ૪૦૦૦૬

જે કોઈ મુસલમાન ભાઈ મર્હૂમીનના ઈસાલે સવાબ માટે છપાવી વિના મુલ્યે વહેંચવા માંગતા હોય તેઓ સંપાદકનો સંપર્ક કરે.

મો.નં.૭૬૯૮૩ ૬૪૬૨૧

# અનુક્રમણિકા


નં. પ્રકરણ પે.નં

(૧) દુઆ : હઝરત મુફતી અહમદ સા. ખાનપુરી. ૦૫

(૨) અભિપ્રાય : મુફતી ઈબ્રાહીમ સા. આછોદી .. ૦૬

(૩) અભિપ્રાય : મૌલાના અહમદ હુસૈન સા. પટણી ૦૭

(૪) અભિપ્રાય : મૌલાના અ.સત્તાર ભાગલિયા સા.૦૯

(૫)પ્રસ્તાવના......................... ૧૦

(૬) જાદૂ............................ ૧૪

(૭) જાદુની વાસ્તવિકતા.................. ૧૪

(૮) જાદુનો શરઈ હુકમ................... ૧૮

(૯) જાદુ થી છુટકારો પ્રાપ્ત કરવાના ઉપાયો અને ઈલાજો. ૨૩

(૧૦) એક અનુભવ...................... ૩૦

(૧૦) જ્યોતિષી........................ ૩૩

# દુઆના શબ્દો
## હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ.

અઝીઝમ સલ્લમહુલ્લાહુ તઆલા વ આફાહુ

અસ્સલામુ અલયકુમ વ. વ.

આપકા મુઅર્રખા ૭,જુમાદલ ઉખ્રા કા ખત મિલા જિસસે યે માલુમ હોકર મસર્રત હુઈ કે આપ દો અલગ અલગ ઉન્વાનાત પર મુખ્તલિફ કિતાબોં સે ઈલ્મી મવાદ જમા ફરમા કર તરતીબ દે રહે હૈ ઔર તરતીબ કા કામ મુકમ્મલ હોને કે બાદ કિતાબચા કી શકલમેં શાએઅ્ કરને કા ઈરાદા ભી રખતે હૈ. પેહલા ઉન્વાન ''પરદા ઔર લિબાસ'' કા હૈં ઔર દુસ્રા ઉન્વાન ''જાદુ ઔર જ્યોતિષી '' કા હૈ. ઈન દોનો ઉમૂર મેં આજકલ બહુત સે મુસલમાન ભાઈ બહેન ખિલાફે શરઅ્ ચીઝોં કે મુરતકિબ હે, અલ્લાહ કરે આપ કે દોનો કિતાબચે ઈસ સિલસિલેમેં ઉન કી શરઈ રહનુમાઈ ફરમાકર ઉન કો ખિલાફે શરઅ્ ઉમૂર સે બાઝ રખને કા ઝરીઆ બને. દુઆ કરતા હું.ફકત વસ્સલામ

અમ્લાહુ

(હઝરત અકદસ મુફતી) અહમદ ખાનપુરી (સા.)

# અભિપ્રાય
# મુફતી ઈબ્રાહીમ આછોદી સા. (દા.બ.)
# ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

આજ કલ જાદૂ ઔર મેલા કરને કા રિવાજ બહોત આમ હો ચુકા હૈ. માશા અલ્લાહ આપ ને બર્ વક્ત દુખતી રગ પર હાથ રખા, ઔર લોગો કો જાદૂ કી ખરાબી સે આગાહ કીયા ઔર ઈસ બુરે અમલ સે બચને કી તર્ગીબ દી. અલ્લાહ હમ સબ કી જાદૂ કે શર સે હિફાઝત ફરમાએ. ઔર તમામ મુસલમાનો કો ઈસ કિતાબ સે ફાયદા ઉઠાને કી તૌફીક નસીબ ફરમાએ. ફકત વસ્સલામ

(હઝરત મુફતી) ઈબ્રાહીમ આછોદી સા. (દા.બ.)
ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

# અભિપ્રાય
# મૌલાના અહમદ હુસૈન પટણી મઝાહિરી દા.બ.
# મોહતમિમ વ શૈખુલ હદીષ જામેઆ કન્ઝુલ ઉલૂમ
# જમાલપુર અમદાવાદ

ઉમ્મતે મુસ્લિમહ આજ કલ જીન બાતીની ઔર રૂહાની બિમારીયોં મેં મુબ્તલા હે. ઉન્મે સે એક જાદૂ હે.

જાદૂ એક હકીકત હે. જીસ્કા કોઈ ઈન્કાર નહી કર સકતા. અલ્લાહ કે નબી (સ.અ.વ.) પર ભી જાદૂ કીયા ગયા. આપ (સ.અ.વ.) ઈસ સે મુતઅસ્સીર હુએ ઔર (મુઅવ્વઝતયન) (કુલ અઉઝુ બિ રબ્બીલ ફલક ઔર કુલ અઉઝુ બિ રબ્બીન્નાસ) કે ઝરીયે અલ્લાહ તબારક વ તઆલા ને ઉસ્કા તોડ કીયા.

અફસોસ કે આજ એક મુસ્લમાન દુસરે મુસ્લમાન કી તરકકી કો દેખકર હસદ મે મુબ્તલા હો જાતા હે ઔર ઉસ્કે દરપએ આઝાર હો જાતા હે. યહાં તક કે ઉસ્કો નુકસાન પોહચાને કે લીયે જાદુ કા સહારા લેતા હે. ઔર જાદુ કરને કે લીયે ઝાહિર હૈ કે ઉસ્કો જાદુગરો કી મદદ લેની પડતી હે. જો અકસર નાપાક ઔર ગંદે રેહતે હે. ઔર શયાતીન સે મદદ લેતે હે.

કયા કિસી મુસ્લમાન કે લીયે યે ઝૈબા હે?

ઈસી તરહ બાઝ નાદાન મુસ્લમાન ભાઈ નજુમીયોં કે પાસ જાતે હૈ. ઔર ઉન સે મુસ્તકબીલ કી ખબરેં માલૂમ કરતે હૈ. હમ

જહાં રિશ્તા કરના ચાહતે હે વો કામ્યાબ હોગા યા નહી? હમ ફુલા કારોબાર શુરૂ કરના ચાહતે હે, કામ્યાબી મિલેગી યા નહી? ઔર બાઝ લોગ જયોતિષીયો કે પાસ જાકર અપને હાથ કી લકીરે દિખા કર મુસ્તકબીલ કે હાલાત માલૂમ કરતે હે. યે સારી બાતેં શિર્ક હે મુસ્તકબિલ કા ઈલ્મ અલ્લાહ કે સિવા કિસી કો ભી નહી હે.

જયોતિષ લોગ જો બાતેં બતાતે હે વો અટકલ સે બતાતે હે. અલ્લાહ તઆલા ફરમાતા હે ''વો સિર્ફ અટકલ પર ચલતે હે''

હદીષે પાક મેં ભી ઉસ્કી સખ્ત વઈદ બયાન કી ગઈ હે.

ઈસ છોટી સી કિતાબ મેં ઈસ્કે મુરત્તીબ મૌલાના ઈદ્રીસ સા. ગોધરવી ઉસ્તાદ જામિઅહ કન્ઝુલ ઉલૂમ ને જાદૂ કી હકીકત કો વાશિગાફ કિયા હે. ઔર સહર ઔર જાદૂ કા શરઈ હુકમ કયા હે? ઈસ્કા ઈલાજ કિસ તરહ કીયા જા સકતા હે? ઈન સારી બાતોં કો મુખ્તસર અંદાઝ મેં બયાન કીયા હે.

ઔર ઈલ્મે નુજૂમ (જયોતિષ) સે મુતઅલ્લીક શરઈ હુકમ કુર્આન હદીષ કી રોશની મેં બયાન કીયા હે.

અલ્લાહ તઆલા મોસૂફ કી ઈસ ખિદમત કો કબૂલ ફરમાએ ઔર પઢનેવાલો કો ઈસ પર અમલ કરને કી તૌફીક અતા ફરમાએ.

(મૌલાના) અહમદ હુસૈન મઝાહિરી દા.બ.

# અભિપ્રાય

## મૌલાના અ.સત્તાર સા. ભાગલિયા દા.બ.

## મોહતમિમ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

બિસ્મીહી તઆલા

આજ કલ લોગો મે એક દુસરે પર જાદૂ કરવાને કી બીમારી બહોત ફેલ રહી હૈ છોટી છોટી બાતો મેં દુશ્મની રખકર એક દુસરે પર જાદૂ કરવા કર જાદૂ જૈસે બડે ગુનાહ કે સાથ સાથ અપને મુસલમાન ભાઈ કો તકલીફ પહોંચાને કે બડે ગુનાહ કે લોગ મુરતકિબ હો રહે હૈ. જરૂરતથી કે લોગો કો ઈસ બડે ગુનાહ સે રોકા જાએ ઔર લોગો કે દિલો મેં કુર્આન ઔર હદીષ કી રોશ્ની મે ઈસ ગુનાહ કી કબાહત વ બુરાઈ બીઠાઈ જાએ. નીઝ આજ કલ લોગ જયોતિષો કે પાસ જા કર યા મોબાઈલ કે ઝરીએ જયોતિષો સે ગૈબ કી ખબરે માલૂમ કરતે હૈ હાલાંકે યે એક બડા ગુનાહ હૈ. જિસ પર અહાદિષ મેં બડી સખ્ત વઈદેં આઈ હૈ. ઝરૂરત થી કે ઈસ ઉન્વાન પર ભી કામ કીયા જાએ, ઔર લોગોં કો ઈસ ગુનાહ સે આગાહ કીયા જાએ. અલ્લાહ તઆલા જઝાએ ખૈર દે મોહતરમ મૌલાના ઈદ્રીસ સા. કો કે મૌસૂફ ને ઈન દોનોં ઉન્વાન પર કિતાબ લિખકર ઈસ ઝરૂરત કો પુરા કીયા, અલ્લાહ તઆલા ઉન કી ઈસ ખિદમત કો કબૂલ ફરમાએ ઔર લોગોં કો ઈસ ગુનાહ સે બચને કી તૌફીક અતા ફરમાએ. ફકત વસ્સલામ

(મૌલાના)અ.સત્તાર (સા.) ઉફીય અન્હુ
મોહતમિમ જામેઆ રહમાનિયા, વણાંકપુર. ગોધરા.

# પ્રસ્તાવના

આજ કાલ આપણાં સમાજમાં જાદૂ કરવા અથવા કરાવવાની વબા ખુબ જ ગતિકપુર્વક પગપેસારો કરી રહી છે રોજ રોજ મુસલમાનો માં કોઈ ન કોઈ જાદૂ ની નવી ઘટના સાંભળવા મળે છે. પરસ્પરના સંબંધો, સાચી મિત્રતા, પ્રેમ-સ્નેહની જગ્યાએ ધિક્કાર-તિરસ્કાર, દુશ્મની-વેર, અશુભચિંત (બદખ્વાહી) શંકા-કુશંકા પ્રસરી ગયેલ છે. કોઈ જાદૂ વડે કોઈનો ધંધો બગાડવા જઈ રહ્યો છે. તો કોઈ પુત્રને પિતાથી દૂર કરવાના પ્રયાસો કરી રહ્યો છે. તો કોઈ પતિ-પત્નિને એક બીજાથી અલગ કરવાના ચક્કરમાં છે. તો કોઈ કોઈના શાંતિમય જીવનને અસ્ત વ્યસ્ત કરવાના પ્રયાસો કરી રહ્યો છે. અને અશાંત જીવન ગુઝારતા જોવાની ઈચ્છા વ્યકત કરી રહ્યો છે. તો કોઈ ઈર્ષાળુ (હાસિદ) વ્યક્તિ બીજાને શારીરિક અને માનસિક તકલીફ પહોંચાડવામાં પોતાની સફળતા ગણે છે. અને આ બધા કાર્યોને પુર્ણ કરવા માટે શૈતાન જેવા બળવાઓ અને જાદુગરો પાસે જઈ પોતાનું મુલ્યવાન ઈમાન અને મહેનતતી કમાયેલા પૈસા બરબાદ કરે છે.

જાદુગરો અને બળવાઓ જાદુ કરવા માટે કેટલા ભયાનક અને ઈસ્લામ વિરૂદ્ધ કાર્યો કરે છે, અને જાદુ કરવા અને કરાવવાથી દુનિયા-આખેરતમાં થતા નુકશાનો થી માહિતગાર કરી આ મોટા ગુનાહથી ભાઈ-બહેનો ને બચાવવા માટે તથા મારા શિરે તબ્લીગ અને બુરાઈ થી રોકવાનો શરીઅત તરફથી જે ફર્ઝ છે તેને પૂર્ણ કરવા

ના ઉદ્દેશથી આ પુસ્તિકા લખવામાં આવે છે. આશા છે કે આ ભયાનક કાર્યથી પોતે બચી બીજાઓને બચાવી મારા આ કાર્ય માં સહભાગી બનશો. આલ્લાહ તઆલા આપણને અમલ કરવાની તૌફીક અર્પણ કરે.

## ★જયોતિષી :

મોબાઈલ પર કંપની તરફથી વિવિધ પ્રકારના મેસેજ આવે છે. તેમા અમુક મેસેજ એવા હોય છે કે જેમા ભવિષ્ય જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રોત્સાહિત કરવામાં આવે છે. કે ભવિષ્યની જાણ માટે જયોતિષને આ નંબર પર કોલ કરો. અને અમુક પેક રજુ કરવામાં આવે છે. કે એક મહિના નો આટલો ચાર્જ થશે. જેવી રીતે મેસેજમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવે છે કે જાણો! તમારી શાદી કોણી સાથે થશે? કેવી રીતે થશે? કયાં અને કયારે થશે? આજ નો દિવસ કેવી રીતે પસાર થશે? ધંધા-રોઝગારમાં નફો થશે કે ખોટ? વગેરે વગેરે

અમુક સીધા-સાદા મુસલમાન ભાઈઓ આવા પેક ચાલુ કરાવી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે છે. હાલાંકે શરીઅતમાં કોઈ જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવી અથવા મોબાઈલ વડે કોલ કરી અથવા મેસેજ દ્વારા ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવી હરામ અને એક ગુનાહિત કાર્ય છે. જો કોઈ માણસ આ રીતે ફકત ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે પરંતુ તેની વાતોને સાચી ન જાણે તો પણ હરામ છે. અહાદીષમાં આ કાર્ય પર સખત

વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે, એવી જ રીતે અમુક સમય પેક ચાલુ કરાવ્યા વગર પણ ભવિષ્યની ખબરો પર આધારિત મેસેજ કંપની તરફથી મોકલવામાં આવે છે. આવા મેસેજને વાંચ્યા વગર ડિલેટ કરી દેવા જોઈએ. એક-બે વાર મેસેજ આવ્યા પછી જાણ થઈ જાય છે કે આ નંબર પરથી આવા મેસેજ આવે છે. નંબર જોઈને જ વાંચ્યા વગર આવા મેસેજ ને ડિલેટ કરી દેવા જોઈએ. કારણ કે જો આ મેસેજ વાંચી લીધો અને ભવિષ્યમાં એવી જ કોઈ ઘટના ઘટી ગઈ જેનું વર્ણન મેસેજમાં હતુ તો વાંચનારના દિલમાં જયોતિષના સાચા હોવાનો ખ્યાલ આવી શકે છે, જે એક મુસલમાન માટે ઘણો નુકશાનકારક નિવડી શકે છે. માટે વાંચ્યા વગર જ આવા મેસેજ ને ડિલેટ કરી દેવામાં આવે.

જયોતિષી શું છે? તેની વાસ્તવિકતા શું છે? જયોતિષની અમુક ભવિષ્યવાણીઓ સાચી કેવી રીતે પડે છે? જયોતિષથી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવા પર અહાદિષમાં કેટલી સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે? આ વાતોથી મુસલમાન ભાઈ-બહેનોને માહિતગાર કરવાના હેતુ થી પુસ્તિકાનો બીજો ભાગ લખવામાં આવ્યો છે. આશા છે કે આ કાર્ય થી પોતે બચી બીજાઓને બચાવી મારા આ કાર્યમાં સહભાગી બનશો. અલ્લાહ તઆલા આપણને અમલ કરવાની તૌફીક આપે..... આમીન

# આભાર

હું સૌપ્રથમ તે ખુદાનો આભાર માનું છું જે માલિકે મને આ નેક કાર્ય કરવાની તૌફીક અર્પણ કરી તેની તૌફીક વગર કોઇ કાર્ય પુર્ણ થઇ શકતું નથી. પછી હું મારા માતા-પિતાનો આભાર વ્યક્ત કરૂ છું જેઓએ મને ઇલ્મેદીન પ્રાપ્ત કરવાનો અવસર આપ્યો પછી હું તે મહાન ઔલમા (પીરો મુર્શિદ હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ., હઝરત મુફતી ઈબ્રાહીમ સા. આછોદી દા.બ., મૌલાના અહમદ હુસેન પટણી સા. દા.બ.હઝરત મુફતી યહ્યા સાહબ મસ્તાન (ખલીફા હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા.) મૌલાના અ.સત્તાર ભાગલીયા દા.બ.) નો આભાર માનુ છું જેઓએ પોતાના મુલ્યવાન સમયમાંથી થોડો સમય ફાળવી કિતાબ વિશે પોતાના અભિપ્રાયો રજુ કરી દુઆઓ આપી, અલ્લાહ તઆલા આ સૌને અને બીજા સહકાર કરનારાઓ(ઉસ્તાદે મોહતરમ મૌલાના ઈબ્રાહીમ ભાગલીયા સા., મુખ્લિસ દોસ્ત મૌલાના ઈરફાન પટેલ સા., મૌલાના ઈમરાન રલીયા, હાફિઝ ઉમરફારૂક ગીતેલી સા.)ને દુન્યા-આખેરતમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે અને મારી આ કિતાબ કબૂલ ફરમાવી લોકોને અમલ કરવાની તૌફીક આર્પણ કરે.

મુહમ્મદ ઇદરીસ મુહમ્મદ યુસુફ ગુણિયા
(ગોધરા)

# જાદુ

## ★ જાદૂની વાસ્તવિકતા

જાદૂની વ્યાખ્યા શબ્દકોષ પ્રમાણે આ છે કે કોઈ કાર્યનું કારણ જાહેર ન થાય ભલે તે કારણ ભૌતિક હોય અથવા આધ્યાત્મિક હોય, જેમ કે અમુક મંતરોની અસર અથવા અમુક મહસૂસ(અનુભવ)નકરી શકાય એવી વસ્તુઓની અસર જેમકે જિન્નાત અને શેતાનો ની અસર અથવા મેસ્મેરિઝમમાં વિચારોની અસર અથવા અમુક એવી અસરો કે જે ગુપ્ત હોય છે. જેવી રીતે લોહ ચુંબક માં એવી શક્તિ હોય છે કે તે લોખંડને પોતાની તરફ આકર્ષે છે, જયારે કે ચુંબકની આ શક્તિ જાહેરમાં દેખાતી નથી. પરંતુ તેની અસર ચોક્કસ હોય છે જે ગુપ્ત હોય છે. એટલા માટે જાદૂના ઘણા પ્રકારો છે. પરંતુ સામાન્ય બોલચાલમાં જાદૂ એવી વસ્તુને કહેવામાં આવે છે જેમા જિન્નાતો અને શૈતાનોની દખલગીરી હોય છે. એટલી વાત યાદ રાખવામાં આવે કે જાદૂ જિન્નાત અને શૈતાનો ની મદદ વિના થવુ મુશ્કેલ છે.

શૈતાન પણ જિન્નાતના વંશમાંથી છે. અમુક જિન્નાત મુસલમાન હોય છે. જયારે અમુક જિન્નાત મુસલમાન હોતા નથી જેમને સામાન્ય બોલચાલમાં નાપાક જિન્નાત કહેવામાં આવે છે. હવે જે નાપાક જિન્નાત હોય છે તેમાંથી અમુક લોકોને ગુમરાહ કરવાનું કાર્ય કરે છે. જેમને શૈતાન કહેવામાં આવે છે. તેઓનું કાર્ય જ એ છે કે પોતે કુફ્ર-શિર્ક અને અલ્લાહ તઆલાની નાફરમાની

કરવી અને લોકોને શિર્ક, કુફ્ર અને નાફરમાની કરવાનું પ્રોત્સાહન આપવું, શૈતાન તે લોકાથી ઘણોખુશ થાય છે. જે કુફ્ર, શિર્ક અને નાફરમાની માં તલ્લીન રહે છે. હવે જાદૂ કરવામાં જિન્નાત અને શૈતાનોની મદદ લેવામાં આવે છે. બળવાઓ અને જાદૂગરો અમુક મંતરો પઢી જિન્નાત અને શૈતાનોને હાજર કરે છે.અને તેઓથી ચોક્કસ માણસ ઉપર જાદુ કરવામાં પોતાની સહાયતા કરવાની વિનંતી કરે છે. તો જિન્નાત અને શૈતાનો જાદૂગર અને બળવાઓની સહાયતા કરવાનું વચન ત્યારે જ આપે છે. જયારે બળવાઓ અને જાદૂગરો કુફ્ર અને શિર્ક અને ઈસ્લામ વિરુદ્ધ કાર્યો આચરે છે તો તે જિન્નાત અને શેતાનો ચોક્કસ માણસ માં (જેની ઉપર જાદૂ કરવા માગે છે.)દાખલ થઈ તે માણસને પરેશાન કરે છે. બળવાઓ અને જાદૂગરો જેટલા ખતરનાક કુફ્ર અને શિર્ક ભર્યા કાર્યો આચરે છે જેટલી જ વધારે સહાયતા જિન્નાત અને શૈતાનો કરે છે. જો બળવાઓ, જાદૂગરો ઈસ્લામ વિરુદ્ધ કાર્યો કરવામાં આળસ બતાવે છે તો જિન્નાત અને શૈતાનો પણ તેઓની મદદ કરવાનું છોડી દે છે. પછી બળવાઓ અને જાદૂગરો પોતાના કાર્યોમાં સફળ થતા નથી.

બળવાઓ અને જાદૂગરો શૈતાનને ખુશ કરવા માટે અને તેમની સહાયતા પ્રાપ્ત કરવા માટે કેટલાક ખતરનાક ઈસ્લામ વિરૂદ્ધ કાર્યો કરે છે તેનો અહિંયા ઉલ્લેખ કરવામાં આવે છે. જેનાથી અંદાજો થશે કે આપણા મુસલમાન ભાઈ-બહેનો પોતાની શત્રુતા અને

દુશ્મની કાઢવા માટે પોતાના જ મુસલમાન ભાઇ-બહેનો ઉપર જાદુ કરાવી કેવી રીતે પોતાનુ તે ઈમાન વેચી મારે છે જે ઈમાન ઉપર દુનિયા-આખેરતની સફળતાનો આધાર છે. અને મહેનતથી કમાયેલા રૂપિયા કેવા શૈતાન જેવા બળવાઓ અને જાદૂગરોને આપી પોતાની દુનિયા અને આખેરત બરબાદ કરે છે.

(૧)અમુક બળવાઓ અને જાદુગરો શૈતાનને ખુશ કરી તેઓની સહાયતા પ્રાપ્ત કરવા માટે પવિત્ર કુર્આન મજીદને પોતાના પગો સાથે બાંધી શૌચાલય (સંડાસ)માં જાય છે.

(૨)અમુક જાદુગરો કુર્આનની આયતોને ગંદગીથી લખે છે.

(૩) અમુક જાદુગરો કુર્આનની આયતોને હૈઝ (એમ.સી.)ના ખુનથી લખે છે.

(૪) અમુક જાદુગરો પવિત્ર કુર્આન મજીદની આયતો પોતાના પગોના નીચેવાળા ભાગમાં લખે છે.

(૫)અમુક જાદુગરો સુરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)ને ઉલ્ટી રીતે લખે છે.

(૬) અમુક જાદુગરો શૈતાનને ખુશ કરવા માટે વગર વુઝુએ નમાઝ પઢે છે.

(૭) અમુક જાદુગરો હંમેશા જનાબત (જે નાપાકી સ્ત્રી-પુરૂષના સંભોગથી થઈ હોય.)ની સ્થિતિમાં રહે છે.

(૮) અમુક જાદુગરો બિસ્મિલ્લાહ પઢયા વગર શૈતાનનુ નામ લઈ જાનવરો ઝબહ કરે છે.અને તેનુ માંસ તે જગ્યાએ મુકી આવે છે

જે જગ્યાએ શૈતાન મુકવાનો આદેશ આપે છે.

(૯) અમુક જાદુગરો સિતારાઓને સજદા કરે છે અને તેમની પુજા કરે છે.

(૧૦) અમુક જાદુગરોને શૈતાનોની સહાયતા પ્રાપ્ત કરવા માટે પોતાની માતા અથવા પુત્રી સાથે ઝિના કરવો પડે છે.

(૧૧) અમુક જાદુગરો અરબી ભાષા સિવાય બીજી ભાષામાં એવા શબ્દો લખે છે જેમાં કુફ્ર ભરેલુ હોય છે.

(૧૨) અમુક જાદુગરોને શૈતાનની સહાયતા પ્રાપ્ત કરવા માટે કોઈનું નાહક ખૂન કરી તેના ખૂનનો ઉપયોગ કરવો પડે છે. (જાદુ કા તોડ ખુદ કિજીએ, મઆરીફુલ કુર્આન)

ઉપર વર્ણવેલ વાતોથી સ્પષ્ટ થાય છે કે શૈતાનો જાદુગરથી પહેલા કોઈ હરામ અને કુફ્ર ભર્યું કામ કરાવે છે પછી જ જાદુગરોની સહાયતા કરે છે. જાદુગર જેટલુ ખતરનાક કુફ્રનું કામ કરે છે શૈતાનો એટલી જ વધારે સહાયતા કરે છે. અને જાદુગરની માંગણીઓ પુરી કરે છે અને જાદુગર જ્યારે શૈતાને બતાવેલ કાર્યો કરવામાં આળસ બતાવે છે. તો શૈતાનો પણ તેની સહાયતા કરવાથી રોકાઈ જાય છે.

નોંધ :- અમુક સમયે જાદુ કરવા માટે કુફ્ર, શિર્ક અને હરામ કાર્યો કરવા પડતા નથી, પરંતુ કુર્આનની આયતો પઢી અથવા કોઈ ખાસ ઝિક્ર અથવા કોઈ ખાસ કુર્આનના શબ્દો વડે જાદુ કરવામાં આવે છે. આ રીતે જાદુ કરવુ અથવા કરાવવુ પણ ગુનાહિત અને હરામ

કાર્ય છે. કેમકે આ જાદુ વડે પોતાના મુસલમાન ભાઇ-બહેનની હેરાન ગતિ કરવામાં આવે છે જે હરામ છે. આવા જાદુ ઉપર પણ અહાદીષમાં સખત વઈદો ફરમાવવામાં આવી છે. જેનો ઉલ્લેખ આગળ કરવામાં અવશે.

## જાદુનો શરઇ હુકમ

જો જાદુ કરવા અથવા કરાવવામાં શૈતાનોની સહાયતા પ્રાપ્ત કરવા માટે અને તેઓને ખુશ કરવા માટે કુફ્ર અને શિર્ક ભર્યા કામો (જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો) કરે તો આ જાદુ તો કુફ્ર છે. જે માણસને ઈસ્લામમાંથી કાઢી કાફિર બનાવી દે છે. અને જો કુફ્ર અને શિર્ક ભર્યા કામો ના કરે તો પણ જાદુ કરવુ અથવા કરાવવુ અત્યંત ગુનાહિત કાર્ય છે. જેની ઉપર અહાદીષમાં સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે.

જ્યારે આ વાતની જાણ થઈ ગઈ કે જાદુ કરવુ અથવા કરાવવુ કુફ્ર ભર્યુ અને હરામ કાર્ય છે તો જાદુ શીખવુ અથવા શિખવાડવુ પણ હરામ છે. પરંતુ જો જાદુ મુસલમાનોને નુકસાન થી બચવા માટે જરૂર પુરતુ શીખવામાં આવે અને તેમાં કોઈ કુફ્રીયા-શિર્કીયા શબ્દો અથવા ઈસ્લામ વિરૂદ્ધ કાર્યો કરવામાં ન આવે તો અમુક ફુકહા (ઈસ્લમિક કાયદા શાસ્ત્રીઓ) ના મંતવ્ય મુજબ જાઈઝ છે.

જે આમિલો તાવીઝ, દોરા-ધાગા વિગેરે કરે છે તેમાં જો જિન્નાત અને શૈતાનોની મદદ લેવામાં આવે તો તે જાદુના હુકમમાં

છે અને કુફ્ર છે અને જો અમુક શબ્દો શંકાસ્પદ હોય જેનો અર્થ ખબર ન હોય તેથી એમા શૈતાનો અને મુર્તિઓની મદદ લેવાની શંકા ઉભી થાય તો તે પણ હરામ છે. જો ફક્ત હલાલ અને મબાહ અમલોથી કામ લેવામાં આવે તો જાઇઝ છે. પરંતુ શર્ત એ છે કે તેનાથી કોઇ નાજાઇઝ મકસદ પુરો કરવામાં ન આવે, અને જો કુર્આન અને અહાદીષના વાક્યો વિધાનો-શબ્દોથી કામ લઇ કોઇ નાજાઇઝ મકસદ પુરો કરવામાં આવે તો પણ હરામ છે. દા.ત. કોઇને નુકસાન પહોંચાડવાના હેતુથી કોઇ તાવીઝ કરવામાં આવે અથવા કોઇ વઝીફો પઢવામાં આવે, ભલે તે વઝીફામાં કુર્આનની આયતો હોય તો પણ હરામ છે. (મઆરિફુલ કુર્આન)

હવે અમુક હદીષોનું વર્ણન કરવામાં આવે છે. જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જાદુ કરનાર, જાદુ કરાવનાર માટે સખત વઈદો ઈર્શાદ ફરમાવી છે. જેનાથી અંદાજો થશે કે જાદુ કેટલી ખતરનાક વસ્તુ છે.

(૧) હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસ્લ્લમે ઈરશાદ ફરમાવ્યો કે (૭) સાત હલાક અને બરબાદ કરનાર વસ્તુઓથી પોતાને બચાવો. સહાબા રદિયલ્લાહુ અન્હુમે પુછયું એ અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ!સાત હલાક કરનારી વસ્તુઓ કઇ કઇ છે? તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે તે સાત વસ્તુઓ આ છે, (૧) અલ્લાહ તઆલાની સાથે શિર્ક કરવુ.

(અર્થાત અલ્લાહ તઆલાની ઈબાદત સાથે બીજાની પણ ઈબાદત કરવી. એવી જ રીતે અલ્લાહ તઆલા સિવાય બીજાને પરેશાનીઓ દૂર કરનાર, રોઝી આપનાર, ઔલાદ આપનાર સમજી તેનાથી પરેશાની દૂર થવાની દુઆ માંગવી, અથવા રોઝી માંગવી અથવા ઔલાદ માંગવી, શિર્ક સાથે મરનારની અલ્લાહ તઆલા કદી મગ્ફિરત નહી ફરમાવે, અને તેને હંમેશા હંમેશ માટે દોઝખમાં નાંખી દેવામાં આવશે.) (૨) જાદુ કરવુ અને કરાવવુ. (૩) કોઈને નાહક કતલ કરી નાંખવો. (૪)વ્યાજ ખાવુ (૫) યતીમોનો માલ ખાઇ જવો. (૬) યુદ્ધના મેદાનમાંથી નાસી જવું. (૭) પાકદામન મોમીન સ્ત્રી ઉપર તોહમત લગાડવી. (બુખારી)

ઉપરોકત હદીષમાં સાત વસ્તુઓને હલાક અને બરબાદ કરનાર વસ્તુઓ કહેવામાં આવી છે. અર્થાત આ સાત કાર્યો કરનાર અથવા આમાંથી એક પણ કાર્ય કરનાર દુનિયા અને આખેરતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના ફરમાન મુજબ હલાક અને બરબાદ થઈ જશે. જો દુનિયામાં ઢીલ આપી છોડી દેવામાં આવશે તો આખેરતમાં તો જરૂર બરબાદ થઈ દોઝખનુ ઈંધણ બનશે. આ વસ્તુઓમાં સૌથી પહેલા શિર્કનું વર્ણન કરવામં આવ્યું અને પછી તરતજ જાદુનો ઉલ્લેખ કરવામાં આવ્યો. ઉલમા લખે છે જાદુમાં પણ શિર્ક કરવામાં આવે છે એટલે શિર્ક પછી તરત જ જાદુનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે આ હદીષથી માલૂમ થયુ કે જાદુ કરનાર, કરાવનાર દુનિયા-આખેરતમાં અથવા આખેરતમાં તો જરૂર

બદબાદ થઈને જ રહેશે.

(૨) હઝરત ઈમરાન બિન હુસૈન રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો તે માણસ અમારામાંથી નથી (અર્થાત મુસલમાન નથી) જે માણસે શુકન(ફાલ) કાઢે અથવા તેના માટે શુકન કાઢવામાં આવે. અને જે માણસે ગૈબ (ભવિષ્ય જ્ઞાન)નો દાવો કર્યો અને જેના માટે ભવિષ્ય જ્ઞાન નો દાવો કરવામાં આવ્યો (અર્થાત જે માણસ પોતાનુ ભવિષ્ય જાણવા માટે કોઈ જયોતિષ પાસે ગયો) અને જે માણસે જાદૂ કર્યુ અથવા તેની માટે જાદૂ કરવામાં આવ્યુ.... (અર્થાત આ બધા માણસો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ફરમાન મુજબ અમારા ધર્મમાં નથી એટલે મુસલમાન નથી. (બઝ્ઝાર)

ઉપરોકત હદીષમાં સૌ પ્રથમ શુકન (ફાલ) કાઢનાર અને કઢાવનાર પર વઈદ ફરમાવવામાં આવી, ફાલનો અર્થ એ છે કે કોઈ માણસ કોઈ વસ્તુ ને જોઈ અથવા કોઈ વસ્તુની આવાજ સાંભળી કોઈ પરિણામ કાઢે જેવી રીતે હિંદુઓમાં આ માન્યતા છે કે કોઈ માણસ સવારે પોતાના ઘરેથી નિકળે અને રસ્તામાં કોઈ બિલાડી અથવા કોઈ ખરાબ જાનવર જોઈ લે તો તેનો આખો દિવસ બેકાર જાય છે. અથવા દુકાન ખોલે અને પહેલો કોઈ ગ્રાહક એવો આવ્યો જેની સાથે તકરાર થઈ તો તેઓ સમજે છે કે આખો દિવસ બેકાર જશે. આને શુકન(ફાલ) કહેવામાં આવે છે. ઈસ્લામ માં

આ વસ્તુનું કોઈ સ્થાન નથી અને આવુ વિચારવુ જાઈઝ નથી. હા! સારુ શુકન કાઢવામાં આવે તો કોઈ વાંધો નથી જેવી રીતે કોઈ માણસ પોતાના ઘરેથી કોઈ મહત્વના કાર્ય માટે નિકળ્યો જે કામ વિશે તે શંકા-કુશંકા માં ઘેરાયેલો હતો કે આ કાર્ય માં સફળતા પ્રાપ્ત થશે કે નહી? રસ્તામાં તે માણસે કોઈથી એવો શબ્દ સાંભળ્યો કે જેનો અર્થ સફળતાનો થાય છે તો તે માણસ આ શબ્દ સાંભળી સારુ શુકન લે કે ઈન્શાઅલ્લાહ મારા આ કાર્યમાં સફળતા પ્રાપ્ત થશે. તો આવુ સારુ શુકન(ફાલ)લેવામાં કોઈ વાંધો નથી. આવુ શુકન લેવુ જાઈઝ છે.

હદીષ માં બીજી વસ્તુ ગૈબના જ્ઞાન (ભવિષ્ય જ્ઞાન) વિશે વર્ણન કરવામાં આવ્યુ જેને આજ કાલ જયોતિષી થી ઓળખવામાં આવે છે. જેનુ વિગતવાર વર્ણન આગલા ભાગમાં કરવામાં આવશે. જયારે ત્રીજી વસ્તુના રૂપમાં જાદૂનું વર્ણન કરવામાં આવ્યુ કે જાદૂ કરનાર અને કરાવનારનો ઈસ્લામથી કોઈ સંબંધ નથી તે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ફરમાન મુજબ અમારા માંથી નથી (અર્થાત જાદૂ કરવા અથવા કરાવવામાં શૈતાનોની સહાયતા લેવા માટે ઈસ્લામ વિરુધ્ધ કાર્યો કરે તો તે માણસ મુસલમાન નથી. અને ઈસ્લામ વિરુધ્ધ કુફ્ર અને શિર્કના કાર્યો ન કરે તો પાકો મુસલમાન નથી.

(૩) હઝરત અબુમૂસા અશઅરી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ

ફરમાવ્યો કે શરાબ(દારૂ) પીનાર, જાદૂ પર ઈમાન, વિશ્વાસ રાખનાર અને રિશ્તેદારો સાથે ખરાબ વર્તાવ કરનાર જન્નતમાં પ્રવેશી શકશે નહી. (ઈબ્ને હિબ્બાન)

ઉપરોકત હદીષમાં ત્રણ વ્યક્તિઓ માટે સખત વઈદ કરવામાં આવી. (૧)શરાબ(દારૂ) પીનાર આજકાલ મુસલમાનોમાં આ બીમારી પણ પ્રવેશી રહી છે. દારૂ પીનાર મુસલમાનો આ હદીષથી નસીહત પ્રાપ્ત કરે કે આવા લોકો જન્નતમાં પ્રવેશી શકશે નહી. આ સિવાય ઘણી બધી હદીષોમાં દારૂ પીવા ઉપર સખત અઝાબની ધમકીઓ આપવામાં આવી છે. (૨) જાદૂ પર વિશ્વાસ રાખનાર અર્થાત જાદૂ કરનાર અથવા કરાવનાર જન્નતમાં પ્રવેશી શકશે નહી. (૩) રિશ્તેદારો સાથે ગેર વર્તણુંક કરનાર પણ જન્નતમાં પ્રવેશી શકશે નહી.

કેટલી સખત વઈદ છે કે આખેરતમાં મુસલમાનો ના હંમેશા હંમેશા માટેના ઠેકાણે (જન્નત)થી પણ આવા લોકોને વંચીત કરી દેવામાં આવશે. અલ્લાહ તઆલા સર્વ મુસલમાનોની હિફાઝત ફરમાવે...... આમીન

## ★ જાદૂથી છુટકારો પ્રાપ્ત કરવાના ઉપાયો અને ઈલાજો

જાદૂ પણ એક બીમારી છે અને દરેક બીમારીનો ઈલાજ કરવાની ઈસ્લામમાં તાકીદ કરવામાં આવી છે. આ જાદૂની બીમારીનો ઈલાજ કરવા માટે એવા આમિલને શોધવામાં આવે

જેમા લાલચ, રિયાકારી(પ્રદર્શનકારી) અને ખ્યાતિ પ્રાપ્ત કરવાની ઈચ્છા બિલ્કુલ ન હોય તે પોતાના હુનરમાં નિપુણ હોય એટલે બીમારીના બધાજ પ્રકારોની જાણકારી રાખતો હોય અને બીમારીના કારણો થી પણ માહિતગાર હોય. બીમારની શારીરિક પરિસ્થિતિ અને ઈલાજના અલગ અલગ પ્રકારોથી વાકેફ હોય. તે અલ્લાહ તઆલા ઉપર પાકા પાયાનું ઈમાન રાખતો હોય અને અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો રાખતો હોય. તે જિન્નાત અને શૈતાનો ના હાલાત અને ગંદા કાર્યોથી પરિચિત હોય. તે અલ્લાહ તઆલાએ હરામ કરેલ કાર્યો થી બચતો હોય, તે અલ્લાહ તઆલાના ઝિક્ર અને દુઆઓનો પાબંદ હોય. કુર્આન અને ઝિક્રની જિન્નાત પર અસર થાય છે આ વાત પર સંપૂર્ણ ઈમાન રાખતો હોય. તેનું યકીન જેટલુ પાકુ હશે અને તે જેટલો અલ્લાહથી ડરનાર હશે અને જેટલો તેમા ઈખ્લાસ હશે એટલીજ તેના અમલની અસર જાહેર થશે. જો ઈલાજ કરનાર જિન્નાતથી રૂહાનિયત (ઈમાન, ઝિક્ર,દુઆ,તકવા)માં તાકતવાળો હશે તો તે જિન્નાતને સરળતાથી તગેડી મુકશે. અને જો ઈલાજ કરનાર રૂહાનિયતમાં નબળો હશે તો જિન્નાત તેનાથી નહી નિકળી શકે. બીજી વાત એ પણ છે કે ઈલાજ કરનારના નબળા હોવાથી પરિસ્થિતિ માં કયારેક જિન્નાત ઈલાજ કરનારને પણ નુકસાન પહોંચાડી શકે છે. એટલે ઈલાજ કરનારને ઈમાન, ઝિક્ર, દુઆ અને તકવામાં નિપુણ હોવુ જોઈએ.

જેમ કે પહેલા ઉલ્લેખ કરવામાં આવ્યું કે જાદૂમાં જિન્નાત–શૈતાનોની સહાયતા લેવામાં આવે છે. અને જિન્નાત જાદૂગરના આદેશ પ્રમાણે માણસમાં પ્રવેશી તેને પરેશાન કરે છે માટે સૌ પ્રથમ ઉપર વર્ણવેલ વિશેષતાઓ વાળા આમિલ વડે તેને કાઢવામાં આવે. પોતે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પણ ઘણા બધા લોકોમાં પ્રવેશેલા જિન્નાતો ને પોતાના ઝમાનામાં કાઢયા હતા. અહીંયા અમુક ઘટનાઓનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હજરત યઅલા બિન મુર્રા(રદી)થી રિવાયત છે કે એક વખત એક ઔરત નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે પોતાના બાળકને લઈને આવી જેની ઉપર જિન્નાત સવાર થઇ ગયો હતો. તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું નિકળી જા! એ અલ્લાહના દુશ્મન! હુ અલ્લાહ તઆલાનો રસૂલ છું. યઅલા બિન મુર્રા ફરમાવે છે કે આપ(સ.અ.વ)નું આ વિધાન સાંભળતાની સાથે જ તે બાળક સ્વસ્થ થઇ ગયું અને જિન્નાતની કોઈ અસર તેની ઉપર બાકી રહી નહી. (મુસ્નદે અહમદ)

(૨) જાબિર બિન અબ્દુલ્લાહ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અમો નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે ઝાતુર્રિકાઅના જિહાદ માટે નિકળ્યા અને હર્રા નામક જગ્યાએ પહોંચ્યા તો એક ગામડામાં રહેનારી સ્ત્રી પોતાના બાળક સાથે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાસે આવી, અને તે કહેવા લાગી, એ અલ્લાહના રસૂલ! આ મારો પુત્ર છે તેની

ઉપર શેતાન-જિન્નાત સવાર થઈ ગયો છે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું આ બાળકને મારી નજીક કરો. તે સ્ત્રીએ પોતાના બાળકને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નજીક કરી દીધો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે આ બાળકનું મોઢુ ખોલો. તે સ્ત્રીએ પોતાના બાળકનું મોઢુ ખોલી નાખ્યું તો અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ધમકી ભર્યા સ્વરમાં કહ્યું દુર થઈ જા એ અલ્લાહના દુશ્મન! હુ અલ્લાહનો રસૂલ છું. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ત્રણ વખત આ શબ્દો કહ્યા, પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ તે સ્ત્રીને કહ્યું પોતાના બાળકનો ખ્યાલ રાખો હવે તેની ઉપર કોઈ પણ વસ્તુ નથી રહી. અને ભવિષ્યમાં પણ કોઈ એવી વસ્તુ ફરી નહી આવે જે આ બાળકને પરેશાન કરશે. (દારિમી)

(૩) હઝરત ઉસ્માન બિન અબુલ આસ(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે હું અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાસે ગયો અને કહ્યું એ અલ્લાહના રસૂલ! પહેલા મારી યાદ શક્તિ ખુબજ સારી હતી . પરંતુ હવે હું વાતો ભુલવા લાગ્યો છે એવુ લાગે છે કે મારી અંદર કોઈ વસ્તુ પ્રવેશી ગઈ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મારી આ વાતો સાંભળી મારી છાતી ઉપર પોતાનો પવિત્ર હાથ મુકયો અને ફરમાવ્યું એ અલ્લાહ! આ માણસ માંથી શૈતાન-જિન્નાતને કાઢી નાંખો, આ ઘટના પછી મારી યાદ

શક્તિ પહેલા જેવી જ થઇ ગઇ. (મુસ્લિમ)

ઉપર વર્ણવેલ ઘટનાઓ થી પણ જાણ થઇ કે પોતે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પણ અમુક માણસો ઉપર સવાર થઇ ગયેલ જિન્નાોને તગેડી મુકયા. માટે જયારે જાણ થાય કે જિન્નાત પ્રવેશી પરેશાન કરે છે તો કોઇ આમિલ વડે તેને કાઢવાના પ્રયાસો કરવામં આવે.

★ જયારે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)પર જાદૂ કરવામાં આવ્યુ હતુ તે સમયે હઝરત જિબ્રઇ (અલયહિસ્સલામ)એ આવી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર દુઆ પઢી દમ કર્યો હતો તે દુઆ હઝરત અબુસઇદ ખુદરી (રદિયલ્લાહુ અન્હુ)ની હદીષમાં આ રીતે વર્ણવામાં આવી છે. હઝરત જિબ્રઇલ (અલયહિસ્સલામ) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)પાસે આવી પુછયું કે એ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)શું આપ બીમાર છો? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું હા! તો હઝરત જિબ્રઇલ(અલયહિસ્સલામ)એ આ દુઆ પઢી દમ કર્યો.

بِسۡمِ اللّٰهِ اَرۡقِيۡكَ مِنۡ كُلِّ شَيۡءٍ يُؤۡذِيۡكَ مِنۡ شَرِّ كُلِّ نَفۡسٍ

اَوۡ عَيۡنٍ حَاسِدٍ. اَللّٰهُ يَشۡفِيۡكَ . بِسۡمِ اللّٰهِ اَرۡقِيۡكَ

અનુવાદ : હું અલ્લાહ તઆલાના નામ સાથે આપ ઉપર દમ કરુ છુ દરેક તે વસ્તુથી જે આપને પરેશાન કરે, દરેક માનવીની બુરાઇ થી

અથવા ઈર્ષા(હસદ) કરનારની ખરાબ નજરથી અલ્લાહ તઆલા આપને શિફા અર્પણ કરે અલ્લાહ તઆલાના નામ સાથે આપ પર દમ કરુ છું. (મુસ્લિમ શરીફ)

આ દુઆને ત્રણ વાર પઢી બીમાર ઉપર દમ કરવામાં આવે.

★ હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ) એ એક માણસ થી કહ્યુ શું હું તમારી ઉપર આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની જેમ દમ ના કરી દઉં? તે માણસે કહ્યુ જરૂર દમ કરી દો. તો હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ) એ આ શબ્દો પઢયા.

اَذْهِبِ الْبَأْسَ رَبَّ النَّاسِ وَاشْفِ اَنْتَ الشَّافِيْ لَا شِفَاءَ

اِلَّا شِفَاءُكَ شِفَاءً لَا يُغَادِرُ سَقَمًا

અનુવાદ: એ લોકોના પરવરદિગાર! આ તકલીફને દુર કરી દે અને શિફા અર્પણ કર તુ જ શિફા આપનાર છે તારી શિફા સિવાય કોઈની શિફા લાભદાયક નથી એવી શિફા અર્પણ કર કે બીમારી સંપૂર્ણ ખતમ થઈ જાય. (બુખારી)

આ દુઆ ત્રણ વાર પઢી બીમાર પર દમ કરવામાં આવે.

★ ઈમામ ઈબ્ને અલી હાતિમ અને ઈમામ અબુશશેખ(રહમતુલ્લાહ અલયહિ)લૈસ બિન અસ્લમથી

રિવાયત કરે છે કે તેઓ ફરમાવતા હતા કે મને આ વાત પહોંચી છે કે નીચે વર્ણવેલ આયતો અલ્લાહ તઆલાના હુકમથી જાદૂથી શિફા પ્રાપ્ત કરવાનો સારો સ્રોત છે. આ આયતો ને પાણી થી ભરેલ વાસણ પર દમ કરી બીમારના માથા ઉપર તે દમ કરેલુ પાણી નાંખી દેવામાં આવે.

فَلَمَّآ اَلْقَوْا قَالَ مُوْسٰى مَا جِئْتُمْ بِهِ السِّحْرُ اِنَّ اللّٰهَ سَيُبْطِلُهٗ اِنَّ اللّٰهَ
لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ○ وَيُحِقُّ اللّٰهُ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَلَوْ كَرِهَ
الْمُجْرِمُوْنَ ○ فَوَقَعَ الْحَقُّ وَبَطَلَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ○ فَغُلِبُوْا
هُنَالِكَ وَانْقَلَبُوْا صٰغِرِيْنَ ○ وَاُلْقِيَ السَّحَرَةُ سٰجِدِيْنَ ○ قَالُوْٓا
اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ○ رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ ○ اِنَّمَا صَنَعُوْا كَيْدُ
سٰحِرٍ وَّلَا يُفْلِحُ السّٰحِرُ حَيْثُ اَتٰى ○

★ જે માણસ ઉપર જાદૂ કરી દેવામાં આવ્યુ હોય અથવા ભવિષ્યમાં જાદૂથી બચવા માંગતો હોય તે માણસ નીચે વર્ણવેલ દુઆ ફજર અને અસર અથવા મગ્રિબની નમાઝ પછી પઢશે તો અલ્લાહ તઆલા તેનાથી જાદૂને દૂર કરી દેશે અને ભવિષ્યમાં પણ તેની હિફાઝત ફરમાવશે હઝરત કઅબ અહબાર(રહમતુલ્લાહિ

અલયહિ)થી મનકૂલ છે તેઓ ફરમાવતા હતા કે જો અમુક શબ્દો ના હોત જેને હું પાબંદીથી પઢુ છુ તો યહૂદીઓ (જાદૂ વડે) મને ગધેડો બનાવી આપોત તે દુઆ આ છે.

اَعُوْذُ بِوَجْهِ اللهِ الْعَظِيْمِ الَّذِىْ لَيْسَ شَىْءٌ اَعْظَمُ مِنْهُ وَبِكَلِمَاتِ

اللهِ التَّآمَّاتِ اللّٰتِىْ لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَلَا فَاجِرٌ وَبِأَسْمَاءِ اللهِ الْحُسْنٰى

مَا عَلِمْتُ مِنْهُ وَمَا لَمْ اَعْلَمْ مِنْ شَرِّ مَا خَلَقَ وَذَرَأَ وَبَرَأَ

અનુવાદ : હુ મહાન અલ્લાહ તઆલાના શરણમાં આવુ છું જેનાથી મોટો કોઇ જ નથી અને અલ્લાહ તઆલાના શબ્દોની શરણમાં આવુ છુ કે જેની આગળ કોઇ સારો કે ખરાબ માણસ નથી નિકળી શકતો અને શરણમાં આવુ છુ, અલ્લાહ તઆલા બધાજ એવા પાક નામોની જેને હુ જાણુ છુ અને જેને હુ નથી જાણતો (અને શરણમાં આવુ છુ અલ્લાહ તઆલાની) દરેક તે વસ્તુના નુકસાનથી જેને અલ્લાહ તઆલા એ પૈદા કરી છે. અને જેને અસ્તિત્વમાં લાવી ફેલાવી છે. (મિશ્કાત : પેજ - ૨૧૭)

## એક અનુભવ :

મારા એક નજીકના રિશ્તેદાર ઉપર એક ઔરતે જાદૂ કરી દીધુ હતુ જેના લીધે જમણા હાથમાં ખુબજ દર્દ અને તકલીફ રહેતી હતી. ખુબજ દવા-ઈલાજ કરાવ્યા પછી પણ કોઇ ફરક પડતો ન હતો, અને દર્દ-તકલીફ નું કારણ પણ સમજ માં આવતુ ન હતું. છેલ્લે તેઓએ એક વખત સપનામાં જોયું કે એક ઔરત તેઓની ઉપર

ફુંકો મારી રહી છે. સવારે તેઓએ આ સપનાનું વર્ણન મારી સમક્ષ કર્યુ. મેં આ સપનાની તાબીર ઉસ્તાદે મોહતરમ હઝરત મુફતી ઈબ્રાહીમ આછોદી સા. દા.બ. (ઉસ્તાદે હદીષ દારૂલ ઉલૂમ વણાકપુર ગોધરા, ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ રાબેઅ્ હસની નદવી મ.ઝિ.) થી પુછી. આપે તાબીર આપતા ફરમાવ્યું કે સપનું જોનાર માણસ ઉપર તે ઔરતે જાદૂ કર્યુ છે. માટે સપનું જોનાર માણસને સવાર-સાંજ આ દુઆ (જેનો ઉલ્લેખ ઉપર કરવામં આવ્યો છે પઢવાનું કહો. મેં આ દુઆ લખી સપનુ જોનાર રિશ્તેદારને આપી. તેઓ આ દુઆ પઢવા લાગ્યા. હજુ એક અઠવાડીયુ પણ પસાર ન થયુ હતુ કે તેઓએ ફરી તે ઔરતને સપનામાં જોઈ તે ઔરત સંપૂર્ણ કાળી પડી ગઈ હતી, અને સપનુ જોનાર માણસ તે ઔરતને તેની આ હરકત પર ધમકાવી રહ્યો છે. જયારે તેઓએ આ સ્વપ્ન મારી સમક્ષ રજૂ કર્યુ તો મેં ફરી હઝરત મુફતી ઈબ્રાહીમ સા. દા.બ. થી આ સપનાની તાબીર પુછી. હઝરત મુફતી સાહબે તાબીર આપતા ફરમાવ્યુ કે તે ઔરત પોતાના આ કાર્યમાં નિષ્ફળ થઈ ગઈ છે અને સપનુ જોનાર માણસ ઉપરથી દુઆની બરકતથી જાદૂની અસર ખતમ થઈ ગઈ છે.

★ ફજરની નમાઝ પઢી ચોથો કલીમો ૧૦૦ વખત પઢવામાં આવે. જે માણસ સવારે ૧૦૦ વખત આ કલીમો પઢે છે તે શૈતાનની બુરાઈથી રક્ષામાં રહે છે.

છેલ્લે દુઆ છે કે અલ્લાહ તઆલા જાદૂ કરનાર, કરાવનાર ને

સાચી તૌબા કરવાની તૌફીક આપે અને જે લોકો જાદૂથી પરેશાન અને તકલીફમાં છે. તેઓને સંપૂર્ણ અને જલ્દી શિફા નસીબ ફરમાવે...... આમીન

# જયોતિષી

આજે મોબાઈલ પર કંપની તરફથી વિવિધ પ્રકારના મેસેજ આવે છે. તેમા અમુક મેસેજ એવા હોય છે જેમા ભવિષ્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવે છે કે ભવિષ્યની જાણ માટે જયોતિષને આ નંબર પર કોલ કરો અને અમુક પેક રજૂ કરવામાં આવે છે કે એક મહિનાનો આટલો ચાર્જ થશે. જેવી રીતે મેસેજમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવે છે કે જાણો! તમારી શાદી કોણી સાથે થશે? કેવી રીતે થશે? કયા થશે? આજનો દિવસ તમારો કેવી રીતે પસાર થશે? ધંધા રોઝગારમાં નફો થશે કે ખોટ? વગેરે

અમુક સીધા-સાદા મુસલમાન ભાઈઓ આ પેક ચાલુ કરાવી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે છે અથવા કોઈ જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે છે. હાલાં કે મોબાઈલ વડે કોલ કરી અથવા મેસેજ વડે ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવી હરામ અને એક ગુનાહિત કાર્ય છે. જો કોઈ માણસ આ રીતે ફકત ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે પરંતુ આ વાતોને સાચી ન માને તો પણ હરામ છે. અહાદીષમાં આ કાર્ય પર સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે. એવી જ રીતે અમુક સમયે પેક ચાલુ કરાવ્યા વગર પણ ભવિષ્યની ખબરો પર આધારિત મેસેજ કંપની દ્વારા મોકલવામાં આવે છે આવા મેસેજને વાંચ્યા વગર સાફ(ડીલેટ)

કરી દેવા જોઈએ. એક બે વખત મેસેજ આવ્યા પછી જાણ થઈ જાય છે કે આ નંબરથી આવા મેસેજ આવે છે. નંબર જોઈને જ વાંચ્યા વગર આવા મેસેજને ડીલેટ કરી દેવા જોઈએ કારણ કે જો આ મેસેજ વાંચી લીધો અને ભવિષ્યમાં એવુ જ બન્યુ તો વાંચનારના દિલમાં જયોતિષના સાચા હોવાનો ખ્યાલ આવી શકે છે જે એક મુસલમાન માટે ખુબજ નુકસાનકારક નિવડી શકે છે. માટે વાંચ્યા વગર જ આવા મેસેજ ડીલેટ કરી દેવામાં આવે.

જયોતિષી શું છે? તેની વાસ્તવિકતા શું છે? જયોતિષની અમુક ભવિષ્યવાણીઓ સાચી કેવી રીતે પડે? જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવા પર અહાદીષમાં કેટલી સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે? આ વાતોથી મુસલમાન ભાઈ-બહેનોને માહિતગાર કરવાના હેતુથી અને તબ્લીગના આ કાર્ય વડે અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવાના ઉદેશ્યથી આપની સમક્ષ આ લેખ રજુ કરવામાં આવી રહ્યો છે. આશા છે કે આ કાર્યથી પોતે બચી બીજાઓને બચાવી આ કાર્યમાં સહભાગી બનશો. અલ્લાહ તઆલા આપણને સૌ ને અમલ કરવાની તૌફીક અર્પણ કરે.......... આમીન

શાદી-વિવાહ, પરીક્ષા, ધંધા રોઝગાર જેવા મહત્વના પ્રસંગો પર જયોતિષીઓ પાસે જઈ ભવિષ્યની ખબરોની જાણકારી પ્રાપ્ત કરવી આજે ઘણા મુસલમાનોમાં ફેલાઈ રહી છે. નિશંક ભવિષ્યમાં ઘટનાર ઘટનાઓની જાણકારી ફકત અને ફકત

અલ્લાહ તઆલાને જ છે. આ જયોતિષીઓ ભવિષ્યની જાણકારી તદ્દન રાખતા નથી તેઓ લોકોને ઉલ્લુ બનાવી તેમના ખિસ્સાઓ ખાલી કરવાનું જ જાણે છે.

આ રીતે જયોતિષીઓ પાસે જઈ અથવા મોબાઈલ વડે કોલ કરી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવી ઈસ્લામ માં ખુબજ મોટો ગુનોહ છે અમુક અહાદીષમાં આ કાર્યને કુફ્ર ભર્યુ કાર્ય દર્શાવવામાં આવ્યુ છે. કારણ કે ગૈબ નું જ્ઞાન (ભવિષ્યજ્ઞાન) ફકત અલ્લાહ તઆલાને જ છે. જયારે કોઈ માણસ જયોતિષથી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે છે તો આનો અર્થ એ થયો કે આ માણસ પોતાના આ કાર્ય વડે એ જાહેર કરે છે કે જેવી રીતે ભવિષ્યની જાણકારી અલ્લાહ તઆલાને છે એવી રીતે ભવિષ્યની જાણકારી આ જયોતિષને પણ છે. આને જ શિર્ક કહેવાય છે કે ભવિષ્યના જ્ઞાનની અલ્લાહ તઆલાની વિશેષતા સાથે જયોતિષને પણ શરીક કરી દીધો. આ કાર્યને કુર્આન અને અહાદીષમં કુફ્ર અને શિર્ક ભર્યા કાર્યથી વર્ણવામાં આવ્યુ છે.

અહીંયા એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે અમુક વખત જયોતિષીઓ કરેલી ભવિષ્યવાણીઓ સાચી પડે છે અને તેઓ કરેલ ભવિષ્યવાણીઓ પૂર્ણ થતી દેખાય છે. આનુ કારણ શું છે? આ પ્રશ્નનો જવાબ વિગતવાર વાંચીએ.

હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબી બનવા પહેલા આરબમાં જયોતિષી ખુબ જ

પ્રખ્યાત હતી. આરબો જયોતિષીઓની બતાવેલ વાતો ઉપર ભરોસો રાખતા હતા. જયોતિષીઓ દાવો કરતા હતા કે તેઓની કબ્જા હેઠળના જિન્નાતો આસ્માન પર જઈ ત્યા ફરિશ્તાઓમાં પરસ્પર થતી ભવિષ્યની વાતો સાંભળી અમોને બતાવી દે છે. અને આ વાત હદીષમાં પણ છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબી બનવા પહેલા જિન્નાત અને શૈતાનો ચોરી-છુપે આસ્માનની નજીક જતા હતા અને દુનિયામાં ભવિષ્યમાં ઘટનાર ઘટનાઓ જેનો ઉલ્લેખ ફરિશ્તાઓ પરસ્પર કરતા હતા આ વાતોને જિન્નાત ચોરી-છુપે સાંભળી જયોતિષીઓને બતાવી દેતા હતા. પરંતુ જિન્નાત આસ્માન પર થતી સાચી વાતોમાં પોતાની તરફથી જુઠી વાતો મેળવી જયોતિષીઓને કહેતા હતા. જયોતિષીઓ આ બધી વાતોને સાચી સમજી લોકો સમક્ષ વર્ણવતા હતા. અને આ વાતો માં પોતાની તરફથી પણ અમુક વાતો જયોતિષીઓ ઉમેરતાં હત. હવે જે વાતો તદ્દન સાચી હોતી (જે આસ્માનથી ચોરી-છુપે સાંભળવામાં આવી હતી.) તે તો સાચી પડતી અને તે વાતો મુજબ ભવિષ્યમાં ઘટનાઓ ઘટતી હતી. અને જે વાતો જિન્નાતોએ અથવા જયોતિષીઓ એ ઉમેરી હોતી તે જુઠી સાબિત થતી હતી.

પરંતુ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબી બનવા પછી અલ્લાહ તઆલાએ જિન્નાતો ઉપર રોક લગાવી દીધી હવે તેઓ આસ્માનની નજીક જઈ ચોરી-છુપે વાતો સાંભળતા તો તેઓની ઉપર અંગાળા જેવા સિતારાઓ ફેંકવામાં આવતા હતા

જે અંગારાઓ તેમને સળગાવી રાખ કરી નાંખતા અથવા ઘાયલ કરી દેતા હતા. હવે જિન્નાત પરેશાન થઇ થયા કે પૃથ્વી ઉપર એવી કઇ ઘટના બની છે જેને લઇ અમોને આસ્માનની વાતો સાંભળવાથી રોકી દેવામાં આવ્યા છે. જિન્નાતોએ પરસ્પર મશ્વેરો કર્યો કે આનું કારણ શોધવુ જોઇએ. અને આ વાત નક્કી કરવામાં આવી કે ઉત્તર-દક્ષિણ, પુર્વ-પશ્ચિમ ચારેય બાજુ જિન્નાતની ટોળકીઓ કારણ શોધવા માટે નિકળી પડે અને તે કારણ શોધી કાઢે જેને લઇ અમોને આસ્માન પર જવાથી રોકી દેવામાં આવ્યા છે. બીજી તરફ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મક્કા વાસીઓથી હતાશ થઇ તાઇફવાળાઓને ઈસ્લામની દાવત આપવા માટે તાઇફમાં તશરીફ લઇ ગયા. પરંતુ ત્યાંના લોકો એ પણ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની વાત ન સાંભળી અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર પથ્થરો વરસાવ્યા, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ત્યાંથી પાછા ફર્યા અને એક રાત્રીએ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નખલા નામક જગ્યાએ રોકાયા. અને રાત્રીની છેલ્લી ઘડીમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તહજ્જુદની નમાઝમાં કુર્આન પઢવા લાગ્યા, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થોડાક ઉંચા અને મધુર સ્વરમાં કુર્આન પઢી રહ્યા હતા કે જિન્નાતોની એક ટુકડી ત્યાં આવી પહોંચી અને આપ(સ.અ.વ)થી મધુર સ્વરમાં કુર્આન સાંભળી ખુબજ પ્રભાવિત થયા અને તેઓને સમજાઇ ગયુ કે આ કોઇ

માનવનું કલામ નથી અને કોઈ માનવી આવુ કલામ બનાવી શકતો નથી અને આ અલ્લાહ તઆલાના નબી છે અને કુર્આનની હિફાઝતને લઈને જ અમોને આસ્માન ઉપર જવાથી રોકી દેવામાં આવ્યા છે. આ ટુકડીમાં કુલ નવ(૯) જિન્નાત હતા જેઓ યમન રાષ્ટ્રની નસીબીન નામક જગ્યાના રહેવાસીઓ હતા. તેઓએ ત્યાંજ ઈસ્લામનો સ્વિકાર કરી લીધો. અને તેઓ જલ્દીથી પોતાના સરદાર પાસે પહોંચ્યા અને આ ઘટનાનો ઉલ્લેખ કર્યો અને ત્યા મૌજૂદ જિન્નાતોને પણ ઈસ્લામ અંગિકાર કરી લેવાની દાવત આપી. આ જિન્નાતોની દાવત અને વાતોથી પ્રભાવિત થઈ ત્રણસો(૩૦૦) જિન્નાતોએ ઈસ્લામ ધર્મ કબૂલ કરી લીધો.

જિન્નાતના આવવા અને કુર્આન સાંભળી ઈસ્લામ કબૂલ કરવાની જાણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને બિલ્કુલ ન થઈ. પરંતુ અલ્લાહ તઆલાએ સુરએ જિન્ન (પારા-૨૯) નાઝિલ કરી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ ઘટનાની જાણ અપી.

પછી જિન્નાતની અલગ અલગ ટુકડીઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે ઈસ્લામ કબુલ કરવા અને ઈસ્લામી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આવી હતી, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેઓને તાલીમ આપવા વસ્તીથી દૂર મેદાનોમાં તશરીફ લઈ જતા હતા. ઉલમાના મત મુજબ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના મક્કામાં વસવાટ કરવાના જીવનમાં લગભગ છ (૬)વખત જિન્નાતોને તાલીમ આપવા માટે મેદાનોમાં તશરીફ

લઈ ગયા હતા. (મઆરિફુલ કુર્આન)

પરંતુ આ પ્રતિબંધ લગાવી દીધા પછી પણ અમુક સમયે જિન્નાતો આસ્માનની વાતો સાંભળવા માટે પ્રયાસો કરે છે. અમુક વખત સફળ પણ થઈ જાય છે અને એક બે વાતો લઈ આવે છે. અને અમુક સમયે નિષ્ફળ થઈ પાછા ફળે છે અથવા આગના અંગાળાની લપટમાં આવી સળગી રાખ થઈ જાય છે. જેનો વિગતવાર ઉલ્લેખ અહાદીષમાં કરવામાં આવે છે. અહિંયા અમુક અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

(૧) હઝરત અબુહુરૈરહ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલા આસ્માનમાં કોઈ વસ્તુનો આદેશ આપે છે (અર્થાત દુનિયામાં ભવિષ્યમાં ઘટનાર કોઈ ઘટના વિશે જાણકારી આપે છે અને અમુક ફરિશ્તાઓને આ કાર્ય સોંપે છે.) તો ફરીશ્તાઓ આ આદેશ સાંભળી ડર અને વિનમ્રતાથી પોતાની પાંખો ફફડાવવા લાગી જાય છે. (અર્થાત ફરીશ્તાઓ અલ્લાહ તઆલાના અદેશની પવિત્રતા અને અલ્લાહ તઆલાના ડરથી પક્ષીઓની માફક પાંખો ફેલાવી ફફડાવે છે.) અને તે સમયે અલ્લાહ તઆલાના કલામની અવાજ એવી રીતે રણકે છે જેવી રીતે કોઈ સાંકળને પથ્થર ઉપર ઘસેડવામાં આવે તો કેવી અવાજ થાય છે. તેવી અવાજ આવે છે. પછી જ્યારે અલ્લાહ તઆલાનો આદેશ પુર્ણ થઈ જાય છે અને ફરીશ્તાઓના દિલોમાંથી ડર નિકળી જાય છે તો (છઠ્ઠા આસ્માન પર રહેનારા

ફરીશ્તાઓ (સાતમા આસ્માન પર રહેનારા) ફરીશ્તાઓને પુછે છે કે તમારા પરવરદિગારે શું આદેશ આપ્યો છે? ઉપરવાળા ફરીશ્તાઓ નીચેના ફરીશ્તાઓને તે આદેશ સંભળાવે છે તો તેઓ કહે છે કે તમારા પરવરદિગારે બિલકુલ સાચો આદેશ આપ્યો. અને અલ્લાહ તઆલાની ઝાત ખૂબ પ્રતિષ્ઠાવાળી અને સર્વશ્રેષ્ઠ છે. આ રીતે પાંચમાં આસ્માન પર રહેનારા ફરીશ્તાઓ છઠ્ઠા આસ્માનવાળા ફરીશ્તાઓથી પુછે છે. અને ક્રમાનુસાર આ આદેશ પહેલા આસ્માન પર રહેનાર ફરીશ્તાઓ સુધી પહોંચે છે અને ફરીશ્તાઓ તે ઘટના વિશે પરસ્પર વાતો કરે છે. તે સમયે જિન્નાત અને શૈતાનો આ વાતોને ચોરી છુપી રીતે સાંભળી લે છે. તે ચોરી છુપે સાંભળનાર જિન્નાત આ રીતે હોય છે. હદીષને નકલ કરનાર રાવીએ તેની રીત બતાવી.(જેવી રીતે બંને હાથની દસેય આંગળીઓ ખોલી નાંખવામાં આવે અને એક હાથની છેલ્લી આંગળી બીજા હાથના અંગુઠા પર મુકી દેવામાં આવે આ રીતે જિન્નાત એક બીજા ઉપર સવાર થઈ જમીનથી લઈ આસ્માન સુધી લાઈન લગાડે છે.) પછી સૌથી ઉપરવાળો જિન્નાત ચોરી છુપે વાત સાંભળી પોતાની નીચેના જિન્નાતને બતાવે છે અને તે જલ્દી પોતાની નીચેના જિન્નાતને બતાવે છે. આ રીતે એક પછી એક વાત પહોંચાડતા જાય છે. અને જમીન પર રહેલો જિન્નાત જ્યોતિષના કાનમાં તે વાત કહી દે છે. પરંતુ જ્યારે તેઓ આ રીતે લાઈન બનાવે છે અને ઉપરવાળો જિન્નાત વાત સાંભળે અને

નીચેવાળા જિન્નાતને વાત પહોંચાડે તે પહેલાં જ આગનો અંગાળો (વાસ્તવમાં તે એક સિતારો હોય છે.) આવી તેને સળગાવી રાખ કરી દે છે. અથવા ઘાયલ કરી દે છે. અને બાકી બધા જિન્નાત નાસી છુટે છે. આ રીતે જિન્નાતો પોતાના આ કાર્યમાં નિષ્ફળ થઇ જાય છે. અને કયારેક એવુ બને છે કે ઉપરવાળો જિન્નાત વાત સાંભળી જલ્દીથી નીચેવાળાને બતાવી દે છે પછી એકદમ અંગાળો આવી તેને સળગાવી રાખ કરી દે છે અથવા ઘાયલ કરી દે છે. એટલામાં તો વાત નીચે સુધી પહોંચી જાય છે અને જિન્નાત પોતાના કામમાં સફળ થઇ જાય છે. જયારે આ આસ્માનની વાત જ્યોતિષ સુધી પહોંચી જાય છે. તો તે તેમાં ૧૦૦ (સો) જુઠ મેળવી લોકો સામે રજુ કરે છે. (અર્થાત તે સાચી ખબર સાથે પોતાની તરફથી ઘણી જુઠી વાતો મેળવી દે છે.) હવે જ્યોતિષ જે ભવિષ્યવાણીઓ કરે છે તેમાંથી વધરે પડતી ભવિષ્યવાણીઓ જુઠી પડે છે તો લોકો પરસ્પર કહે છે કે આ જ્યોતિષની વાતો તો ખોટી પડે છે. પરંતુ કોઇ એક ભવિષ્યવાણી (જે વાસ્તવમાં અસ્માનથી ચોરી-છુપી આવેલ હોય છે.) સાચી પડે છે. તો લોકો આ એક ભવિષ્યવાણી જે સાચી પડી છે તેને લઇ જ્યોતિષને સાચો માને છે. અને ખોટી પડેલ ભવિષ્યવાણીઓ તરફ કોઇનું ધ્યાન જતુ નથી. (બુખારી-વિવરણ સાથે)

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે અન્સારી સહાબામાંથી એક સહાબી રદિયલ્લાહુ અન્હુથી

સાંભળ્યુ કે એક રાત્રીએ અમો અમુક સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મજલિસમાં બેઠા હતા કે અચાનક અમોએ આસ્માન પર જોયુ કે એક સિતારો-અંગાળો તુટયો અને તેનો પ્રકાશ આસ્માનમાં ફેલાઇ ગયો. આ જોઇ નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ અમારાથી સવાલ કર્યો કે તમો ઈસ્લામ લાવ્યા પહેલાના યુગમાં આવી ઘટના પ્રત્યે શુ માન્યતા રાખતા હતા? સહાબ (રદિયલ્લાહુ અન્હુમ)એ ફરમાવ્યું વાસ્તવિકતાનું જ્ઞાન તો અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)પાસે અમારા થી વધારે છે. પરંતુ અમો તો આવી ઘટના વિશે એવુ માનતા હતા કે આ રાત્રીમાં કોઇ વિદ્વાન માણસનો જન્મ થશે અથવા કોઇ મહાન વ્યક્તિ મૃત્યુ પામશે. આ સાંભળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યુ કે સિતારો ન તો કોઇ મહાન વ્યક્તિના મૃત્યુના લીધે તુટે છે અને ન તો કોઇ વિદ્વાન માણસના જનમ ઉપર તુટે છે. વાસ્તવિકતા એ છે કે અમારો પરવરદિગાર જયારે કોઇ અદેશ જાહેર કરે છે (જે અદેશ ભવિષ્યની ઘટના પર આધારિત હોય છે) તો અર્શ ઉઠાવનાર ફરિશ્તાઓ તસ્બીહ (સુબ્હાનલ્લાહ) પઢવા લાગે છે. પછી તેઓની તસ્બીહ સાંભળી તેઓથી નજીકના ફરિશ્તાઓ પણ તસ્બીહ પઢવા લાગે છે. આ રીતે એક આસ્માન પછી બીજા આસ્માને થતી તસ્બીહ પહેલા આસ્માન સુધી પહોંચે છે. પછી અર્શ ઉઠાવનાર ફરિશ્તાઓથી તેઓથી નજીકના ફરિશ્તાઓ પુછે

છે કે તમારા પરવરદિગારે શુ આદેશ આપ્યો? તો અર્શ ઉઠાવનાર ફરિશ્તાઓ નીચેના ફરિશ્તાઓને ખબર આપે છે અહીયા સુધી કે ક્રમઅનુસાર આ ખબર પહેલા આસ્માન સુધી પહોંચે છે. પછી પહેલા આસ્માનના ફરિશ્તાઓની વાતો સાંભળવા માટે જિન્નાત ઉપર જાય છે કે અમુક વખત તેઓ પોતાના આ કાર્ય માં સફળ થઈ જાય છે. જયારે અમુક સમયે તેઓ આ કાર્યમાં નિષ્ફળ થઈ જાય છે. કેમ કે અંગાળો આવી સળગાવી દે છે અથવા ઘાયલ કરી દે છે. તો સિતારા-અંગાળા તુટવાનું કારણ આ બને છે. ન કે તે કારણ જે તમો માનતા હતા હવે જિન્નાત જયોતિષને જે ખબર આપે છે જયોતિષ તે જ ખબર લોકો સામે રજૂ કરે તો તે ભવિષ્યવાણી સાચી પડે છે. પરંતુ જયોતિષો આવુ નથી કરતા બલ્કે તેઓ પોતાની તરફથી ઘણી વાતો ઉમેરી દે છે તેના લીધે અમુક ભવિષ્ય વાણીઓ સાચી પડે છે અને અમુક ભવિષ્ય વાણીઓ ખોટી પડે છે. (મુસ્લિમ)

સારાંશ આ છે કે જયોતિષીઓ પોતાના આ કાર્યમાં જિન્નાત અને શૈતાનો થી મદદ લે છે અને જિન્નાત અને શૈતાનો ત્યાર સુધી મદદ કરવા માટે તૈયાર થતા નથી જયાર સુધી કે તેમની વાત માનવામાં ન આવે જિન્નાત અને શૈતાનો મદદ કરવા માટે જયોતિષીઓ પાસે એવા કાર્યો કરાવે છે જેનું વર્ણન જાદૂવાળા ભાગમાં કરવામાં આવ્યુ. બીજી વાત આ પણ છે કે આ રીતે જયોતિષીઓ ભવિષ્યજ્ઞાન નો દાવો કરે છે હાલાં કે ભવિષ્યની

ખબર તો માત્ર અને માત્ર અલ્લાહ તઆલાને જ છે. જો કોઈ વ્યક્તિ જયોતિષ પાસે જાય છે અને તેનાથી ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે છે તો તે માણસ અલ્લાહ તઆલાની ભવિષ્યજ્ઞાનની વિશેષતા સાથે જયોતિષને શરીક કરી શિર્ક ભર્યુ કાર્ય કરે છે. જો તૌબા વગર તેને મોત આવી જાય તો શિર્ક સાથે દુનિયામાંથી ગયો એવું લેખાશે અને કુફ્ર અને શિર્ક કરનારાઓ માટે અલ્લાહ તઆલાને ત્યા કોઈ ક્ષમા અને માફી નથી તેઓ હમેંશા માટે દોઝખમાં રહેશે.

જયોતિષીનો આ એક પ્રકાર થયો જેમા જિન્નાત અને શૈતાનોથી મદદ લઈ આસ્માની ખબરોની ચોરી કરી તેમા પોતાના તરફથી જુઠ મેળવી ભવિષ્યવાણી કરી લોકો ઉપર પોતાના ભવિષ્યજ્ઞાનનો સિક્કો જમાવી લોકોને ગુમરાહ કરવા.

## જયોતિષી નો બીજો પ્રકાર

જયોતિષીનો બીજો પ્રકાર આ છે કે જયોતિષ અમુક જિન્નાત-શૈતાનોથી દોસ્તી કરી લે છે. તે જિન્નાત જયોતિષને લોકોની અમુક એવી વાતો બતાવે છે જે બીજા લોકો નથી જાણતા. કારણ કે જિન્નાત માનવીઓને દેખાતા નથી તો તેઓ અમુક સમયે જાસૂસી કરી અંદરની વાતોની જાણકારી પ્રાપ્ત કરી જયોતિષને બતાવી દે છે. હવે જયારે આ માણસ જયોતિષ પાસે જાય છે તો જયોતિષ તે માણસને તેના અંદરની વાતો બતાવે છે જે વાતો બીજા લોકો નથી જાણતા, હવે આ માણસ આશ્ચર્ય ચકિત થઈ જાય છે કે જયોતિષને આ વાતોની ખબર કયાંથી પડી? આ રીતે જયોતિષ

ગૈબના જ્ઞાનનો દાવો કરી લોકોને ઉલ્લુ બનાવે છે. આવી રીતે જયોતિષી કરવી અને આવા જયોતિષો પાસે જવુ પણ હરામ છે. કારણ કે આ પ્રકારની જયોતિષીમાં પણ જિન્નાત અને શૈતાનોની મદદ લેવામાં આવે છે અને જયોતિષને તેઓની મદદ લેવા માટે તે બધા કાર્યો કરવા પડે છે જેનું વર્ણન જાદૂવાળા ભાગમાં કરવામાં આવ્યું છે.

જયોતિષીનો ત્રીજો પ્રકાર આ છે કે જયોતિષ અંદાજાથી ભવિષ્યવાણી કરે, આ પ્રકારની જયોતિષી વધારે પડતી ખોટી પડે છે. આ પ્રકારની જયોતિષીમાં પણ જયોતિષ ભવિષ્ય જ્ઞાનનો દાવો કરે છે હાલાં કે ભવિષ્યનું જ્ઞાન ફકત અલ્લાહ તઆલાને જ છે. એટલે આ પ્રકારના જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવી પણ હરામ લેખાશે.

જયોતિષીનો ચોથો પ્રકાર અનુભવ પર આધાર રાખી ભવિષ્યવાણી કરવી. આ પ્રકારની ભવિષ્યવાણીઓમાં જયોતિષ ભૂતકાળમાં ઘટેલી ઘટનાઓ અને તેના કારણોથી અનુભવ પ્રાપ્ત કરી તેવા કારણો જોઈ ભૂતકાળમાં ઘટેલ ઘટના ભવિષ્યમાં ઘટવાની ભવિષ્યવાણી કરે. આ પ્રકારની ભવિષ્યવાણીમાં પણ જયોતિષ ભવિષ્યવાણીનો દાવો કરે છે, જેનું જ્ઞાન અલ્લાહ તઆલા પાસે જ છે. એટલે આ પ્રકારની જયોતિષથી જાણકારી પ્રાપ્ત કરવી પણ હરામ લેખાશે.

હવે તે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે જેમા

જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરવા પર સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે.

(૧) હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ કોઈ જયોતિષ પાસે જઈ ભવિષ્યની જાણકારી પ્રાપ્ત કરે અને તેની વાતોને સાચી જાણે તો તે માણસે મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ લાવેલ શરીઅતની સાથે કુફ ભર્યુ કાર્ય કર્યુ. (બઝઝાર)

ઉપરોકત હદીષથી માલૂમ થયુ કે જયોતિષ પાસે જઈ ભવિષ્યજ્ઞાનની જાણકારી પ્રાપ્ત કરવી એક કુફ્રનું કાર્ય છે ઉલમાની એક જમાઅતના મતે તે માણસ કાફિર થઈ જાય છે. (જેના કારણે તેનો નિકાહ પણ તુટી જાય છે.)આ વઈદ બંને પ્રકારમાં છે ભલે તેને સાચો જાણે કે તેને સાચો ન જાણે બલ્કે ફકત જાણકારી પ્રાપ્ત કરવા માટે જાય.

(૨) હઝરત હફસા(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ કોઈ જયોતિષ પાસે જઈ ભવિષ્ય જ્ઞાન વિશે પુછે તો ચાળીસ(૪૦)દિવસ સુધી તેની નમાઝો કબૂલ નહી થાય. (મુસ્લિમ)

કેટલી સખત વઈદ છે આવા માણસ ની ચાળીસ દિવસની નમાઝો કબૂલ નહી થાય (અર્થાત ચાળીસ(૪૦) દિવસની

નમાઝો પર કોઈ સવાબ નહી મળે)

(૩) હઝરત વાષિલા બિન અસકઅ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ કોઈ જયોતિષ પાસે જઈ કોઈ ભવિષ્યની વાત પુછે તો ચાળીસ(૪૦) દિવસ સુધી તેની માટે તૌબાનો દરવાજો બંધ કરી દેવામાં આવે છે. અને જો તે માણસે જયોતિષની વાતો સાચી માની તો તે માણસે કુફ્રભર્યુ કાર્ય કર્યુ. (તબરાની)

ઉપરોકત હદીષમાં કેટલી સખત વઈદ ઈરશાદ ફરમાવવામાં આવી છે કે તે માણસ માટે ચાળીસ(૪૦) દિવસ સુધી તૌબાના દ્વાર બંધ કરી દેવામાં આવે છે. આ સમય દરમ્યાન તે મૃત્યુ પામે તો વગર તૌબાએ મૃત્યુ પામ્યો તેમ લેખાશે અને વગર તૌબાએ મૌત આવવી કેટલી ખતરનાક વસ્તુ છે? આ વઈદ તો તે સમયે છે જયારે તે માણસ જયોતિષ પાસે જઈ ફકત ભવિષ્યની વાત પુછે અને તેને સાચો ન જાણે અને તે જયોતિષને સાચો જાણે તો ઉલમાની એક જમાઅતના મતનુસાર તે માણસ આ હદીષને લઈ કાફિર થઈ જશે.

ખુલાસો આ છે કે ભવિષ્યની વાત પુછવી ખુબજ મોટો ગુનોહ છે. ભવિષ્યની વાત જયોતિષ પાસે જઈ ને પુછવામાં આવે, કે મોબાઈલથી કોલ કરી પુછવામાં આવે કે મેસેજ વડે પુછવામાં આવે બધાનો બરાબર ગુનોહ છે. અલ્લાહ તઆલા આ કાર્યથી બધાજ મુસલમાન ભાઈ-બહેનોની હિફાઝત

ફરમાવે....આમીન

## આધાર સ્તંભ પુસ્તકો

(૧) જાદૂ કા તોડ ખુદ કિજીયે (ઉર્દૂ) - ડૉ. હશ્મત અલી સાહબ

(૨) જાદૂ-જિન્નાત વ નઝરે બદ્ કા તોડ (ઉર્દૂ) - મુહમ્મદ જમીલ અખ્તર સા.

(૩) જાદૂ કી હકીકત (ઉર્દૂ) - ગાઝી ઉઝૈર મુબારકપુરી સા.

(૪) મઆરિફુલ કુર્આન (ઉર્દૂ) - હઝરત મુફતી શફી ઉસ્માની સા. (૨૯)

# સંપાદકના અન્ય પુસ્તકો

(૧) હમ ઈલ્મે હદીષ કૈસે પઢેં? (ઉર્દૂ)
(ફક્ત ઉલમા ઔર તલબા કે લીયે)

(૨) હઝરત પીર મુહમ્મદશાહ કુતુબખાના અરબી, ઉર્દૂ, ફારસી મખ્તૂતાત કી વઝાહતી ફેહરીસ્ત - જી.નં. ૧૧

(૩) હઝરત પીર મુહમ્મદશાહ કુતુબખાના અરબી, ઉર્દૂ, ફારસી મખ્તૂતાત કી ઈજમાલી ફેહરીસ્ત

(૪) હઝરત ઈસા અલયહિસ્સલામ હઝરત ઈમામ મહદી રદિ. અને દજજાલ

(૫) જાદુ અને જ્યોતિષી

(૬) પરદો અને લિબાસ

(૭) ખાનકાહ શું છે?










# અપીલ

દારૂલ ઉલૂમ જામેઆ રહમાનીયા અરબિયા ઈસ્લામિયા વણાંકપુર ગોધરા એક પ્રખ્યાત તાલીમી દીની ઈદારો છે. જેની સ્થાપના ઈ.સ. ૧૯૮૨માં થઈ. આ ઈદારામાં મિશ્કાત સુધી તાલીમની વ્યવસ્થા છે અને લગભગ ૫૦૦ જેટલા છોકરાઓ તાલીમ લઈ રહ્યા છે. આ ઈદારામાં તાલીમની સાથે સાથે પ્રકાશન વિભાગ પણ છે. અત્યાર સુધી ૧૦ જેટલા મુલ્યવાન પુસ્તકો પ્રકાશિત થઈ ચુક્યા છે. એટલે ખેર હઝરાત માટે આ એક સુવર્ણ તક છે કે તેઓ આ ભલાઈના કાર્યમાં ભાગ લઈ પોતાના મર્હુમીન માટે આખેરતનો ઝખીરો બનાવે


**જામેઆહ રહમાનિયા ઈસ્લામિયા**

વણાંકપુર, ગોધરા. જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

મો.નં. +91- 98244 84413